# સિંધ પ્રાંતની ભુગોળ વિદ્યા.

( ગુજરાતી બીજા ધોરણના વિદ્યાર્થીઓને માટે )

---


રચી પ્રસિદ્ધ કરનાર

**લાલજી હરજીવન મેહેતા.**

માજી ગુજરાતી હેડ માસ્તર—સિંધ મદ્રેસા તુલ ઇસ્લામ

અને

બુકસેલર બંદર રોડ—કરાચી.


---


આવૃતી સાતમી પ્રત ૧,૦૦૦.




---


કરાંચી.

“મહાલક્ષ્મી” છાપખાનું.

---

સંવત ૧૯૬૬ ઇ. સ. ૧૯૧૦




---

કિમત દોઢ આનો.

# આ ભુગોળમાં વાપરેલા ઈંગ્રેજી શબ્દોની સમજુતી.

કમીશનર—સિંધ પ્રાંતનો મુખ્ય અમલદાર.

કલેકટર
કે
ડિસ્ટ્રિકટ માજિસ્ટ્રેટ
—જિલ્લાનો મુખ્ય અમલદાર.

આસિસ્ટન્ટ કલેકટર
કે
ડેપ્યુટી કલેકટર
—જિલ્લાના પેટા ભાગનો મુખ્ય અમલદાર.

હજુર ડેપ્યુટી કલેકટર—જિલ્લાના ખજાનાનો મુખ્ય અમલદાર.

રેવન્યુ સરવે ઓફીસર—માપણી ખાતાનો અમલદાર.

પોલિટિકલ એજંટ—રાજા રજવાડામાંથી ખંડણી વસુલ કરનારો અમલદાર.

રેવન્યુ—જમાબંધી અથવા વસુલાત.

પોલીસ—ગામ સંભાળવા માટે રાખેલી ફોજ.

પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ—જિલ્લાની પોલીસનો મુખ્ય અમલદાર.

પોલીસ ઈન્સ્પેકટર—ફોજદાર, કે મોટા શહેર કે તાલૂકાની પોલીસનો ઉપરી

સદર કોર્ટનો જડજ—સિંધના ન્યાય ખાતાનો ઉપરી અમલદાર.

ડિસ્ટ્રિકટ જડજ—જિલ્લાનો મુખ્ય ન્યાયાધીશ

આસિસ્ટન્ટ જડજ—જડજને મદદ કરનાર અમલદાર.

**માજીસ્ટ્રેટ**—ફોજદારી નાના ગુન્હા કરનારાઓનો ન્યાય કરનાર અમલદાર

**સબોર્ડિનેટ જડજ**—જિલ્લાના પેટા વિભાગમાં દિવાની દાવાના ફેસલા કરનાર ન્યાયાધીશ જેના ફેસલા ઉપર જિલ્લાજડજ પાસે અપીલ થાયછે તે.

**સ્માલકોઝ કોર્ટ**—મોટાં શહેરોમાં દિવાની નાની રકમોના કજીઆના ફેસલાઓની અદાલત ત્યાંના જડજોના ફેસલા ઉપર અપીલ થતી નથી.

**સબડિવિઝન**—જિલ્લાનો પેટાભાગ.

**ઇજિનીયર**—રસ્તા, તળાવ, નહેરો, ધર્મશાળા, વગેરે સરકારી બાંધકામનો ઉપરી અમલદાર.

**સિવિલ સરજન**—જિલ્લાનો મુખ્ય ડાક્ટર.

**આસિસ્ટન્ટ સરજન**—સિવિલ સરજનને મદદ કરનાર ડાકટર.

**હોસ્પિટલ આસિસ્ટન્ટ**—વૈદક શાળામાંથી વૈદક જ્ઞાન મેળવી પાસ થયેલ ડાકટર જે સિવિલ સરજન તથા આસિસ્ટન્ટ સરજનને મદદ કરે છે તે.

**હોસ્પિટલ**—દવાખાનું.

**મ્યુનિસિપાલિટી**—શહેર સુધરાઇ ખાતું

**લોકલ ફંડ**—જમીનના વેરા ઉપર દર સેંકડે (૫) ટકા કે દર રૂપીએ એક આનો લેવામાં આવે છે તે રકમ.

**લોકલ બોર્ડ**—લોકલ ફંડની વ્યવસ્થા કરનારી મંડળી.

**એજ્યુકેશનલ ઇન્સ્પેકટર**—પ્રાંતના કેળવણી ખાતાનો મુખ્ય અમલદાર.

**મેલ ટ્રેનિંગ કોલેજ**—પુરૂષ શિક્ષક શાળા.

**ફિમેલ ટ્રેનિંગ કોલેજ**—સ્ત્રી શિક્ષક શાળા.

**એગ્રીકલ્ચર સ્કુલ**—ખેતીવાડી સંબંધીજ્ઞાન આપનારી શાળા.

**ઇંજિનીયરીંગ સ્કુલ**—રસ્તા, ઇમારતો, નહેરો વગેરેનાં બાંધકામ સંબંધી જ્ઞાન આપનારી શાળા.

**ટ્રેફિક સુપરિન્ટેન્ડેન્ટ**—રેલ્વેના વેપારનો ઉપરી અમલદાર.

**જંક્શન**—જ્યાં બે અથવા વધારે રેલ્વે ગાડીઓ આવીને મળે છે તે જગા,

**રીફ્રેશમેન્ટ રૂમ**—આસાએશ અને નાસ્તાપાણીની જગા.

**કેન્ટોન્મેન્ટ**—છાવણી.

**વર્ક શોપ**—ગાડીઓ વગેરે બાંધવાનું ઠેકાણું.

**કટલરી**—છરી કાંટા વગેરે સામાન.



# ભૂગોળ વિદ્યા.

## ભૂગોળ વિદ્યા શીખવાથી થતા ફાયદા;

આ પૃથ્વી ઉપર પરમેશ્વરે બધે એક સરખી રચના કરી નથી જુદા જુદા દેશમાં જુદી જુદી જાતનાં પ્રાણી અને જુદી જુદી જાતનાં વનસ્પતિ બનાવ્યાં છે. તે જાણવાથી ઇશ્વરની અપાર શકિત માલુમ પડેછે પૃથ્વી ઉપર કેટલા દેશછે. ને તે કયી કયી દિશાએ છે. ત્યાંના લોક કેવાછે. ત્યાંની હવા કેવીછે. ત્યાં પાક શું શું થાયછે ત્યાં રાજ્ય કેવી રીતે ચાલેછે. ત્યાં શું શું જોવાનું છે એ બધું આપણે જાણીએ છીએ અને ઘરમાં બેઠાં બેઠાં આખી પૃથ્વીની મુસાફરી કરવા નું સાધન ભૂગોળ વિદ્યા છે.

### દિશાઓ એટલે શું?

પૃથ્વીનાં પાસાંને દિશા કહેછે પૃથ્વીને ચાર પાસાંછે માટે દિશા પણ ચાર છે.

### દિશાઓની સમજ.

**દિશાઓ**—ચારછે. (૧) પૂર્વ, (૨) પશ્ચિમ, (૩) ઉત્તર, (૪) દક્ષિણ

**પૂર્વ દિશા**—જે દિશામાં સૂરજ ઉગેછે તેને પૂર્વ કહેછે.

**પશ્ચિમ દિશા**—જે દિશામાં સૂરજ આથમે છે તેને પશ્ચિમ, દિશા કહે છે.

**ઉત્તર દિશા**—પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ ભણી ઉતર દિશા આવે છે

**દક્ષિણ દિશા**—પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ ભણી દક્ષિણ દિશા આવેછે.

## ખુણાઓની સમજ.

**ખુણા**—ચાર છે (૧) અગ્નિ, (૨) નૈઋત્ય, (૩) વાયવ્ય, (૪) ઇશાન.

**અગ્નિ ખુણો**—પૂર્વ અને દક્ષિણ દિશાની વચ્ચે છે.

**નૈઋત્ય ખુણો**—દક્ષિણ અને પશ્ચિમ દિશાની વચ્ચે છે.

**વાયવ્ય ખુણો**—પશ્ચિમ અને ઉત્તર દિશાની વચ્ચે છે.

**ઇશાન ખુણો**—ઉત્તર અને પૂર્વ દિશાની વચ્ચે છે.

## બપોરે દિશા ઓળખવાની રીત.

બપોરે તડકામાં લાકડી ઉભી રાખીએ, ને જેણી ગમ પડછાયો જાય તે ઉત્તર દિશા તેની સામે દક્ષિણ દિશા; ડાબા હાથ ભણી પશ્ચિમ તથા જમણા હાથ ભણી પૂર્વ દિશા આવેછે.

## ધ્રુ કાંટા ઉપરથી દિશા ઓળખવાની રીત.

ગમે ત્યારે ને ગમે ત્યાં હોઇએ ત્યારે દિશા ઓળખવાની સગવડ માટે ધ્રુ કાંટાની શોધ કહાડેલી છે. તે ધ્રુ કાંટો હમેશાં ઉત્તર દિશા તરફજ હોય તો જેણી ગમ ધ્રુ કાંટો હોયતે ઉત્તર દિશા તેની સામે દક્ષિણ દિશા તથા ડાબા હાથ ભણી પશ્ચિમ દિશાને જમણા હાથ ભણી પૂર્વ દિશા આવે.

**નકશો એટલે શું?**—કાગળ કે કપડા પર આખી પૃથ્વી કે, તેના કોઇ પણ ભાગ અથવા નમૂના વગેરેના ચિત્રેલા આકારને નકશો કહે છે.

## નકશાની દિશાઓની સમજ.

આપણે નકશા તરફ મોં કરી ઉભા રહીએ, તો આપણા જમણા હાથ ભણી આવેલી નકશાની બાજુને પૂર્વ દિશા કહેછે. ને ડાબા હાથ ભણી આવેલી નકશાની બાજુને પશ્ચિમ દિશા કહે છે. અને આપણા માથા ભણી આવેલી નકશાની બાજુને ઉતર દિશા કહે છે. તથા આપણા પગ ભણી આવેલી નકશાની બાજુને દક્ષિણ દિશા કહેછે.

## સિંધ પાંત.

**સીમા**—ઉત્તરે બલુચિસ્તાન, પંજાબ અને ભાવલપુરનો કંઇક ભાગ પૂર્વે ભાવલપુર, જેસલમીર અને જોધપુર, દક્ષિણે કચ્છનું રણ અને અરબી સમુદ્ર, પશ્ચિમે હાલ્લા પર્વત અને બલુચીસ્તાન છે.

**વિસ્તાર**—ઉત્તરે કશમોરથી દક્ષિણે કોરીની ખાડી સુધી સિંધ પ્રાંતની લંબાઇ ૩૪૦ મૈલ છે. અને પશ્ચિમે ભૂશીર રાસલમારીથી પૂર્વે રાવતસર સુધી પહોળાઇ ૨૬૦ મૈલની છે. ક્ષેત્રફળ ૫૭૦૦૦ ચોરસ મૈલ છે. તેમાંથી ૬૧૦૯ ચોરસ. મૈલ ખૈરપુરના દેશી રાજ્યનું અને બાકીનું ૫૦૮૯૧ અંગ્રેજી રાજ્યનું છે. અને વસ્તી ૩૦૯૯૩૫૨ માણસની છે વસ્તીમાં ૨૮૯૯૯૮૭ અંગ્રેજી રાજ્યની અને ૧૯૯૫૬૫ ખૈરપુરના દેશી રાજ્યની છે એ પ્રાંત સિંધુ નદીના બેઉ કાંઠા પરછે તેથી તેનું નામ સિંધ પ્રાંત પડ્યું છે. એમા મુસલમાનની વસ્તી ઘણી છે. એ પ્રાંતમાં રહેનારા લોકો સિંધી કહેવાયછે, અને ભાષા સિંધી બોલાય છે.

**વિભાગ:**—એ પ્રાંતના સાત વિભાગ થએલા છે. ૧ કરાંચી જીલ્લો ૨ લાડખાના જીલ્લો, ૩ સક્કર જીલ્લો, ૪ હૈદ્રાબાદ જીલ્લો, ૫ ઉત્તર સરહદ, ૬ થરપારકર જીલ્લો ૭ ખૈરપુર સસ્થાન.

૨

## સિંધના ભાગ તથા મુખ્ય શહેર.

| | ભાગ | મુખ્ય શહેર. |
|---|---|---|
| ૧ | સિંધનો ઉપલો સરહદને મુલક | જેકમાબાદ |
| ૨ | લાડખાના જીલ્લો | લાડખાના |
| ૩ | સક્કર જીલ્લો | સક્કર |
| ૪ | હૈદ્રબાદ જીલ્લો | હૈદ્રાબાદ |
| ૫ | કરાચી જીલ્લો | કરાચી |
| ૬ | થરપારકર જીલ્લો | ઉમરકેટ |
| ૭ | ખૈરપુર સંસ્થાન દેશી રાજ્ય | ખૈરપુર |

### અંગ્રેજી રાજ્ય.

૧ ઉત્તાર સરહદ. ૨ લાડખાના, જીલ્લો ૩ સક્કર જીલ્લો, ૪ હૈદ્રાબાદ જીલ્લો, ૫ કરાંચી જીલ્લો અને થરપારકર જીલ્લો.

**મોટી નદીઓ**—સિંધુ, હબ, ગાઝ, ભારન, મોહન, મલીર, અને લયારી, વગેરે.

**પર્વતો**—હાલા, (ખીરથીર, કરૂ, પબ) **લક્કીના પર્વતો**—મોહન કટી, કાંઓ સરજાન, કારોટકર અને દહારીઆડો વગેરે. સિંધમાં સૌથી મોટો પર્વત હાલ્લા છે. તે ખીલાત અને ઇસબ પ્રાંતની સરહદ પરછે. ખીરથર, કરૂ, પબ, એ પર્વતો પશ્ચિમ સરહદ પરછે. એ પર્વતોને હાલ્લા, પર્વતની હાર કહેછે. અને લક્કીના પર્વતો—હાલ્લા પર્વતમાંથી નીકળી સેવાનની સૂધી ગયા

છે તેને ભગાટોડો કહેછે મોહન, કર્ટા, કાંબો, સરજાન,
કારોટકર, એ પર્વતો કરાંચી જીલ્લામાં છે. દહારીઆડો પર્વત
ખાનકલાતના મુલકમાં છે એ પર્વતપર ગરમીના દહાડામાં
અંગ્રેજો વગેરે બીજા અમલદારો હવા ખાવા વાસ્તે જાયછે.
એ પર્વતપર કૂતરાની કબર (ઘોર) છે.

બંદરો—કરાચી, કેટીબંદર, ગીઘુબંદર વગેરે.

બેટ—મનોડા બખ્ખર અને સાદમેલો.

ભુશિર—માંઝ (રાસલમારી)

લશ્કરની છાવણી—કરાચી, હૈદ્રાબાદ, જેકબાબાદ વગેરે.

સરોવર—મંચ્છર, કજોરી, સોનેરી, હાલેજી, સુમરી, મખી વગેરે.

ખાડા—કોરી, શિર, ગારો, ગિંસરી.

## સિંધુ નદીના ફાંટા કે નાળા.

પૂર્વ નાળો, પશ્ચિમ નાળો, અડલ ફાંટો પાંજારી ફાંટો, ભગાડ
ફાંટો, ફુલેલી ફાંટો, અને સતાર ફાંટો.

પૂર્વ નાળો—રોહડી આગળથી નીકળી ખેરપુર અને થરપારકર જીલ્લામાં
વહી મખીના સરોવરમાં પડેછે.

પશ્ચિમ નાળો—લાડકાણા આગળથી નીકળી મહેર અને સેવાનની
બાજુમાં વહી મંચ્છરના સરોવરમાં પડે છે. (એ નાળો જે
પ્રદેશમાં વહેછે તેને ચાંદકો કહેછે (ચાંદકો સિંધના ફળ-
પક છે.)

અડલ ફાંટો—મંચ્છર સરોવરમાંથી નીકળી સિંધુ નદીમાં પડેછે.

પીંજારી ફાંટો—હૈદ્રાબાદની દક્ષિણ ૪૦ મૈલને છેટે બના ગામ પાસેથી
નીકળી મુગલભીમની બાજુમાં વહી ગુગડાના સરોવરમાં પડેછે.

ભગાડ ફાંટો—નગરઠઠ્ઠાનો દક્ષિણે છે.

ફુલેલા ફાંટો—હૈદ્રાબાદની ઉત્તરે ૧૨ મૈલ છેટે ગશી ગામની પાસેથી નીકળી અગ્નિ ખુણે વહેછે. (એ ફાંટાને મહમદખાનના ટાંડા આગળ ગુની કહેછે.)

સતા ફાંટો—નગરઠઠ્ઠાનો દક્ષિણે ભાવધીપુરની બાજુમાંથી નીકળી દક્ષિણ તરફ વહે છે.

## નહેરો

એગાડી નહેર, નુર નહેર, સિંધ નહેર, ધાંડ નહેર, સખર નહેર, કલરી નહેર, હજામડો, નવલખી, નશીર, ઇમામ, દાદુ ધલો સાંગરો-માર્ક, મીઠરાઉ, ભાનુ, થર, મીર, ખિપ્રા વગેરે છે.

એગાડો નહેર—ખુસંદકામાંથી નીકળી શિકારપુરની વચ્ચે થઇ પશ્ચિમ તરફ વહે છે.

નુર નહેર—એગાડી નહેરમાંથી નીકળી જેકમાબાદ તરફ ગઇછે.

સિંધ નહેર—આબાદ ગામમાંથી નીકળી શિકારપુર આગળ વહેછે.

ધાંડ નહેર—છતાંના ગામ આગળથી નીકળી લાડકાણાની બાજુમાં વહેછે.

સખર નહેર—સખર આગળથી નીકળી અલાદાદાણીના ગામ આગળ સિંધ નહેરની પુંછડી સાથે મળેછે.

કલરી નહેર, નવલખી નહેર—કરાચી જીલ્લામાં છે.

નશીર નહેર, નવલખી નહેર, ઇમામ નહેર, દાદુ, ધલો, સાંગરોમાર્ક—એ હૈદ્રાબાદ જીલ્લામાં છે.

મીઠરાઉ કે ભાનુ, થર, ખિપ્રા—એ નહેરો પૂર્વ નાળામાંથી નીકળી થરપારકર જીલ્લામાં વહે છે.

મીર નહેર—ખૈરપુર સંસ્થાનમાં છે.

## સિંધમાં મોટાં શહેરો.

કરાચી, ઠઠ્ઠા, કોટ્રી, મોઝીંદા, કેટીબંદર, શાહુબંદર, અને ઝરખ એ કરાચી જિલ્લામાં છે.

હૈદ્રાબાદ, નૌશેરા, હાલા, ટંડામહમદખાન-ટંડોબાગા, ટંડોઅલાયાર અને કંડિઆરો એ હૈદ્રાબાદ જિલ્લામાં છે.

ઉમરકોટ, સાઘડ, મોઠી, છાછરો ને નગરપારકર એ થરપારકર જિલ્લામાં છે.

શિકારપુર, સખ્ખર, રોરી, ઉબાવરો અને ઘોટકી વગેરે સખ્ખર જિલ્લામાં છે.

દાદુ, લાડકાણા, મેહર અને શેવણ વગેરે લાડકાણા જિલ્લામાં છે

જેકમાબાદ, કશમોર, વગેરે ઉત્તર સરહદમાં છે.

ખૈરપુર, ગંબટરાણીપુર, ટંડોમસ્તીખાનનો વગેરે ખૈરપુર સંસ્થાનમાં છે.

## વખણાયલી વસ્તુવાળાં શહેરો.

| શહેર | શું શું થાય છે. |
|---|---|
| હૈદ્રાબાદમાં— | સોનેરી તથા રેશમી ભરત, સોના ઉપર કુંદન કામ, રૂપા ઉપર મીનાકારીનું કામ, હાથીદાંતનાં રમકડાં તથા સંઘાડાનું કામ. |
| હાલ્લા અને નશારપુરમાં— | માટીના વાસણો ઉપર મીનાકારીનું કામ. |
| નસારપુર, ગંબટ અને રાણીપુરમાં— | સુતરાઉ કાપડ, ચાદરો, ધાબલીઓ અને સુસીઓ. |

લાડકાણામાં—કાંસાના વાસણ અને સિંધી કાગળ.
શિકારપુરમાં—નકશી તથા ભરત કામ હાથી દાંતનાં રમકડાં વગેરે.
નગરઠઠ્ઠામા—રેશમી લુંગીઓ, અજરકો અને સરબત.
ભુભકમાં—ગાલીચા, (શેત્રંજી) તમાકુ વગેરે.
થરપારકરમાં—ઊંટો, કામળીઓ, ચામડાની વસ્તુઓ વગેરે.
કંડીઆરામાં—સિંધી કાગળ.
સહારીપુર અને ઢેલીઆરમાં—મીઠું.
સીંગંદામાં—વડાગરૂં મીઠું.
ધર્મ—હિંદુ, એ ધર્મના અનેક પંથ છે તેમાં વૈશ્નવ, જૈન, શૈવ-રામાનુજ વગેરે.
પાક—આ પ્રાંતમાં બે પક થાય છે. ૧ ચોમાસાનો (ખરીફ) ૨ શિયાળાનો (રબિ) ખરિફ પાક પાણી ચડતી વખતે વાવે છે. ને કાર્તક મહીનામાં તૈયાર થાય છે. તે પાકમાં ડાંગર જુવાર, બાજરી, તલ, રૂ, શેરડી, તમાકુ, ગળી વગેરે પાકે છે. રબિ પાક પાણી ઉતરી ગયા પછી પલળેલી જમીનમાં વાવે છે. એ પાક ચૈત્ર મહીનામાં તૈયાર થાય છે. એ પાકમાં ઘઉં જવ, ચણા, ચીણું, મટર, સરસી, જાબો વગેરે પાકે છે. સિંધમાં પાક નીપજાવવાની જમીન ત્રણ પ્રકારની છે. તેનાં નામ ચરખી એટલે જે જમીનને રેંટવતી પાણી પાય છે. બીજી સેલાબી (ઢોળાણવાળી) એટલે જે જમીનને નહેરોને રસ્તે પાણી પાય છે. અને ત્રીજી મોકી એટલે જે જમીન પાણી ચડે ત્યારે પલળી રહે પણ પુર કમતી હોવાથી ઊંચાણમાં પાણી જઇ શકે નહી તે વખતે તેને રેંટથી પાણી પાય છે.

રવાનગી—(પરદેશ જાય છે,) લુગડાંનાં ચીથરાં, ચામડાં, રૂ, ઉન, ઘઉં, સરસી, જુવાર, હાડકાં વગેરે.

આમદાનો—(પરદેશથી આવે છે) લોઢું, કોયલા, સોનું, રૂપું, ત્રાંબુ, પીતળ, કાપડ, સંચા, ચીની વાસણ, ચા, ગ્યાસલેટ, દીવાસળી. કાચ, લોઢાનો સામાન, રબર, કાગળ, દારૂ, ટીન, વગેરે ઘણોજ વિલાયતી સામાન આવે છે.

## સરકારને પેદાશના મુખ્ય રસ્તા.

૧ જમીનનો કર.

૨ કસ્ટમડયુટી એટલે માલની આવક પરની જકાત.

૩ નિસાવાળી જણસો ઉપરનું મહેસુલ.

૪ મીઠાનો કર.

૫ ઈનકમ ટેકસ એટલે વાર્ષીક આવક ઉપરનો કર.

આ બધાની પેદાશ એક કરોડ રૂપીઆની છે.

હવા—ઉત્તર અને મધ્ય ભાગમાં ઠંડી તથા ગરમી ઘણીજ પડે છે. પરંતુ દક્ષિણના ભાગમાં ઠંડી તથા ગરમી માફકસર છે.

વેપાર—અગાઉ એ પ્રાંતમાં ફકત ૧૨ લાખ રૂપીઆનો વેપાર ચાલતો હતો. અને હાલ આગગાડી તથા આગબોટની સહેલાઈથી ૧૨ કરોડ રૂપીઆનો વેપાર ચાલે છે.

## નદીઓ.

સીંધુ નદી—હીમાલય પર્વતની ઉત્તરે ટીબેટના માનસરોવરમાંથી નીકળી ૧૮૦૦ મૈલ છેટે વહી અરબી સમુદ્રને મળે છે. એના ઉપર સખર, રોહડી, લાડકાના, સેવાન, કોટ્રી, ગીધુબંદર, ઝીરક, કેટી બંદર વગેરે શહેરો છે.

**હબ**—બલુચીસ્તાનના ડુંગરમાંથી નીકળી ૧૧૦ મૈલ સિંધ અને લસબેલામાંથી વહી રાસલમારી આગળ અરબી સમુદ્રને મળે છે.

**ગાઝ**—ખીરથર પર્વતમાંથી નીકળી ફુલજી આગળ પશ્ચિમ નાળાને મળે છે.

**બારાન**—ખીરથર પર્વતમાંથી નીકળી ૯૦ મૈલ વહી કોટ્રી આગળ સિંધુ નદીને મળે છે.

**મોહન**—રાનીકોટ આગળથી નીકળી સનગામ આગળ સિંધુ નદીને મળે છે.

**મલીર**—પબ પર્વતમાંથી નીકળી કરાચીની બાજુ (ગીસરીની ખાડી) માંના અરબી સમુદ્રને મળે છે.

**લયારી**—પબ પર્વતની ટેકરીમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

## રાજ્ય રીતી,

આખા સિંધ પ્રાંતમાં મોટો હાકેમ કમીશ્નર સાહેબ રહે છે.

સિંધ પ્રાંતના ચાર જીલ્લા, જેવાકે: કરાચી જીલ્લો, હૈદરબાદ જીલ્લો, લારખાના જીલ્લો, અને સક્કર જીલ્લો. એ દરેક જીલ્લાનો કારભાર કલેકટર સાહેબ કરે છે. અને તેઓના હાથ નીચેના તાલુકાનો કારભાર ડેપ્યુટી કલેકટર કરે છે. અને ખજાનાને માટે એક હજુર ડેપ્યુટી કલેકટર રહે છે. ઉત્તર સરહદ તથા થરપારકર જીલ્લાનો કારભાર ડેપ્યુટી કમીશ્નર સાહેબ કરે છે. દરેક ડેપ્યુટી કલેકટરની વતી મામલતદાર (મુખત્યારકાર) રહે છે.

## કરાંચી જીલ્લો.

**સીમા**—ઊતરે લાડકાણા જીલ્લો, પૂર્વે સિંધુ નદી, હૈદ્રાબાદ જીલ્લો અને કચ્છનું રણ, દક્ષિણે અરબી સમુદ્ર, પશ્ચિમે બલુચીસ્તાન અને લસબેલો છે.

**વિસ્તાર**—ક્ષેત્રફળ ૧૪૩૦૩ ચોરસમૈલ છે. અને વસ્તી ૪૪૭૨૫૧ માણુસની છે.

એ જીલ્લાનો પશ્ચિમ ભાગ ટેકરાવાળો છે તેને **કોહીસ્તાન** કહે છે તેમાં વરસાદ થોડો આવે છે ને કેટલોક સિંધુ નદીના કાંઠાનો રસાળ પ્રદેશ છે. તેમાં રેશમી ને સુતરાઉ કાપડનાં કારખાનાં છે તથા કામળા બને છે.

**પેદાશમાં**— ડાંગર, જુવાર, બાજરી એ ખરીફ પાકમાં છે. ને રબિ પાકમાં ઘઉં, દીવેલી, બીયાં, કઠોળ ને જવ છે તેમાંથી કેટલુક અનાજ મુંબઇ ઇલાકામાં ચડેછે ને તેલ કાઢવાનાં બીયાં ઇંગ્લાંડ મોકલવામાં આવે છે.

આ જીલ્લાનો મોટો રેવન્યુ અમલદાર કલેકટર સાહેબ છે. તેને ડિસ્ટ્રિકટ માજીસ્ટ્રેટ પણ કહે છે તે કરાચીમાં રહે છે પણ ઠંડીમાં જીલ્લામાં ફરે છે. કરાંચી જીલ્લાના ૩ સબડિવઝન છે. ૧ ઠઠ્ઠા, ૨ કોટ્રી, ૩ શાહબંદર. તેમાંના દરેકમાં એક ડેપ્યુટી કલેકટર રહે છે. અને ખજાનાને માટે એક હજુર ડેપ્યુટી કલેકટર છે. ડેપ્યુટી કલેકટરોના તાબામાં તાલુકાની દેખરેખ માટે ૧૦ મુખત્યારકાર રાખેલા છે. અને આ જીલ્લાના ૧૧ તાલુકા કરેલા છે.

**ઠઠ્ઠા સબડિવિઝનના તાલુકા**—૧ કરાચી, ૨ ઠઠ્ઠા, ૩ મીરપુરસાકરા, ૪ ઘોડાબારી.

**કોટ્રી સબડિવિઝનના તાલુકા**—૧ કોટ્રી, ૨ માઝીંદા, ૩ કોહીસ્તાન

**શાહા બંદર સબડિવિઝનના તાલુકા**—૧ મીરપૂર બઠેરા, ૨ સુજાવલ, ૩ જાતી, ૪ શાહબંદર.

**નદિઓ**—હબ, ગાઝ, ભારાન, મોહન, મલીર અને લયારી વગેરે.

**પર્વત**—પબ, ખીરથર અને લકીના પર્વતો વગેરે.

**સરોવર**—મંચ્છર, કંઝોરી, સોનારી હાલેજી, ગુગડો વગેરે.

**મુખ્ય શહેર**—કરાંચી, નગરઠઠ્ઠા, ઝરક, મીરપુરબઠોરા, સુજાવલ, સેવાન, શાહબંદર મુગલભીમ, માઝીંદા વગેરે.

**મુખ્ય રેલવે સ્ટેશન**—કરાચી, જુગંસાઇ, કોટ્રી, સેવાન, દાદુ વગેરે.

**પેદાશ**—ડાંગર, ઘઊં, બાજરી, જુવાર, જવ, સરસી તેલ, મગ, મકાઇ, તમાકુ, ઉન, શેરડી વગેરે.

**વિષેશ હકીકત**—મુખ્ય શહેર કરાંચી છે (પહેલાં એને ધડઓ કહેતા) એમાં ૧૧૫૪૦૭ માણુસની વસ્તી છે. એ સિંધ પ્રાંતમાં સૌથી મોટું બંદર તથા શહેર છે. અને તે સિંધની રાજ્યધાનીનું શહેર છે, એમાં મોટો હાકેમ કમીશ્નર સાહેબ રહેછે. એમાં અંગ્રેજ લોકો વગેરેની ઑફીસો તથા કારખાના (ગોદીઓ) ઘણી છે. એની ઉત્તરે ૬ મૈલને છેટે મંગરપીરની જગ્યાછે. ત્યાં ઉના પાણીના ઝરણ છે. ત્યાં હિંદુ તથા મુસલમાન વગેરે બધા માણસો જાત્રાએ જાય છે. એ શહેરમાં જોવા લાયક ઠેકાણાં ઘણાં છે.

## ( કરાચી તાલુકો. )

**સીમા**—ઉત્તરે કોહીસ્તાન તાલુકો, પૂર્વે ઠઠ્ઠા તાલુકો, દક્ષિણે મીરપુર-સાકરા તાલુકો અને અરબી સમુદ્ર, પશ્ચિમે હબ નદીને માંઝ ભૂશીર છે.

આ તાલુકો સીંધ પ્રાંતમાં કરાચી જીલ્લાના ઠઠ્ઠા સબડિવિઝનમાં આવેલો છે તેમાં ૧૩૬૫૭૩ માણસની વસ્તી છે. આ તાલુકાના ૭ તપા કરેલા છે,

**કરાંચી તાલુકામાં પર્વત**—મકલી ટેકરી; લાલ ભકખર, હાજીરાસ; લવ જોકુન, માઊ થાટી, માઝર, હાજીજોરા, કટારી કતાર.

„ **નદી**—( લૈયારી કરાંચીમાં છે ) ( મલીર, મલીરમાં છે ) હબનદી, બારન, ચુનીગજી, મુલનદી, મુગનદી.

„ **સમુદ્ર**—અરબી સમુદ્ર.

કરાંચી તાલુકાના મુખ્ય અમલદારને મામલતદાર કે મુખત્યારકાર સાહેબ કહે છે.

### કરાંચી તાલુકામાં આવેલાં તપાઓમાં અવેલાં ગામો.

### ગદાપ તપામાં અવેલાં ગામો.

( ૧ ) ખાર. ( ૨ ) મોહધાન. ( ૩ ) કંઢ. ( ૪ ) ગદાપ મહાજન. ( ૫ ) કાંકર.

### હબ તપામાં આવેલાં ગામો.

( ૧ ) મગોપીર. ( ૨ ) ગોરામખાનનું ગામ. ( ૩ ) ગુધપાસ. ( ૪ ) લાલભખર. ( ૫ ) અલીબનાનું ગામ.

### મલીહ તપામાં ગામો.

( ૧ ) મેંમણોનું ગામ. ( ૨ ) ધરસાનો છનો. ( ૩ ) જામનું ગામ ( ૪ ) બાઝાર. ( ૫ ) શનરો.

## મલીર તપામાં ગામો.

(૧) ઇબ્રાહીમ હેદરી. (૨) વટેજી. (૩) રહીમખાનનું ગામ. (૪) દાએચી. (૫) પીપરી. (૬) ખાકરાણી. (૭) ગગર.

## થાણા તપામાં ગામો.

(૧) થાણા. (૨) આસુનું ગામ. (૩) મલીરસ્ટેશન. (૪) હાજીસુખાનું ગામ. (૫) ગાર. (૬) લાંડી (૭) રેરી.

## કરાચી તપામાં ગામો.

(૧) કરાચી. (૨) મનોરા બેટ. (૩) ભાભો (૪) બીટ. (૫) મારીપુર. (૬) ગીસુરી બંદર.

## કરાચી શહેર.

**કરાંચી શહેર સીંધ પ્રાંતમાં**—કરાંચી તાલુકામાં આવ્યું છે તે સીંધ પ્રાંતની રાજગાદીનું શહેર ને મુખ્ય બંદર છે.

**કરાંચી શહેરની સીમા**—ઉત્તરે મગરપીર, પૂર્વે મલીર, પશ્ચિમે અરબી સમુદ્ર, દક્ષિણે અરબી સમુદ્રને ત્યાં મનોરાબી છે

આ તાલુકાનું મુખ્ય શહેર કરાંચી છે. તે સિંધની રાજધાની તથા મોટું બંદર છે. આ શહેરમાં નામદાર મહારાજા જયાર્જ પાંચમાંની વતી તેનો સિંધ પ્રાંતનો કમિશ્નર રહેછે તે સિવાય આ જીલ્લાનો કલેકટર, આસિસ્ટંટ, કલેકટર, ખજાનાને માટે, હજુર ડેપ્યુટી કલેકટર, મુખત્યારકાર જ્યુડિશ્યિલ કમીશનર, કે સદર કોર્ટનો જર્જ, ડીસટ્રીકટ જર્જ, સ્મોલ કોઝ કોર્ટનો જર્જ, સિટિ માજીસ્ટ્રેટ-કેન્ટોન્મેન્ટ માજીસ્ટ્રેટ સિટિ ડેપ્યુટી કલેકટર, પોલીસ સુપ્રેન્ટેન્ડેન્ટ તથા પોલીસ ઇન્સ્પેકટરો અને લશ્કરી મોટા અમલદારો સિવાય બીજા બધા ખાતાના મુખ્ય મુખ્ય અમલદારો છે. આ શહેર વસ્તી ૧૧૫૪૦૭ માણસની છે આ શહેર મુંબઇ ઇલાકામાં મુંબઇથી બીજે નંબરે છે.

આ બંદરની સંભાળ માટે પોર્ટટ્રસ્ટ નામ એક મંડળી છે તેઓએ ખાડીનું કામ એવું બનાવ્યું છે કે દરેક મોસમે તેમાં વહાણો તથા આગબોટો સહીસલામત રહી શકેછે ને આવજા કરી શકે છે તેથી આંહી મોટી મોટી આગબોટો માલ ભરીને દેશાવરથી આવે છે. અને બંદરને કાંઠેજ ઉભી રહી શકેછે. વરાળયંત્ર ને વિજળીની રોશનાઇથી રાત દિવસ બંદર ઉપર કામ કરી શકાયછે. બંદરની પેદાશ પોર્ટટ્રસ્ટ ને મળેછે. અહીં યુરોપી વેપારીઓની મોટી મોટી વખારો, કારખાના, તથા ટ્રામવે છે ને નોર્થ વેસ્ટર્ન રેલવેનાં બે મોટાં સ્ટેશન છે ૧ કેન્ટોન્મેન્ટનું ને ૨ સિટિનું સ્ટેશન કેન્ટોન્મેન્ટ સ્ટેશન આગળ ૧ રેલવે વર્કશોપછે.

**કરાચીમાં જોવા લાયક ઠેકાણાં**—૧ ફ્રિયર હોલ ત્યાં દર શનીવારે બેન્ડવાજાં વાગે છે. ૨ લેડી ડફરીન હોસ્પીટાલ, ૩ સિવિલ હોસ્પીટાલ, ૪ અંગ્રેજી હાઇસ્કુલ, ૫ તાર ઓફીસ, ૬ મદ્રેસા સ્કુલ, ૭ મેરીવેધર ટાવર, ૮ ડિસ્ટ્રીકટ કોર્ટ, ૯ સદર કોર્ટ, ૧૦ દયારામ જેઠુમલ સિંધ કોલેજ, ૧૧ ખ્રિસ્તી દેવલો વિગેરે ઠેકાણાં છે. કોલેજના એક હોલમાં પ્રદર્શન ગોઠવેલું છે, તેને ૧૨ **ભુતખાનું** કહે છે. ૧૩ **સરકારી** બગીચો તેમાં જાત જાતનાં જનાવરો તથા વનસ્પતિ પ્રદર્શન માટે છે. ૧૪ કરાચીમાં નળથી પાણી મળે છે તે પાણી આંહીંથી ૭ ગાઉ ઉપર **મલીર** છે ત્યાંથી આવે છે ત્યાં મોટા કૂવા ખોદાયલા છે તેનુ પાણી નળ વાટે કરાચીમાં આવે છે તે જગા

એટલી ઊંચી છે કે વરાળ યંત્રની મદદ વગર શહેરમાં ત્રણ મજલા સુધી પાણી ઊંચું મળી શકે છે, ૧૫ આંહી મનોરા બેટ ઉપર લાઇટ હાઉસ (દીવાદાંડી) છે. ૧૬ શહેરથી ૬ માઇલ દુર મગરપીરની જગા છે ત્યાં ઉના પાણીના કુંડ છે, તેમાં મગરો રહે છે, ૧૭ મહારીપૂર નામે જગા કરાચીથી થોડે દુર છે ત્યાં મીઠું પાકે છે તે આખા સિંધ દેશમાં વપરાય છે આ શહેરની અગ્નિ ખુણામાં ૫ માઇલ દુર કિલફટન (હવા-બંદર) છે ત્યાંની હવા ઘણી સારી હોવાથી ગરમીની મોસમ માં સાહેબ લોકો તથા બીજા મોટા માણસો ત્યાં રહે છે. ૧૮ આ શહેરમાં અંગ્રેજી, સિંધી, ઉરદુ, મરેઠી, ગુજરાતી એવી જુદી જુદી ભાષા શીખવનારી સ્કુલો છે, આ તાલુકા માં મલીર નામે ગામ છે ત્યાં ફળફળાદી ઘણું થાય છે તેથી ત્યાંથી કરાંચી શહેરમાં આવે છે.

## હૈદ્રાબાદ જીલ્લો.

**સીમા**—ઉત્તરે લાડકાણા જીલ્લો અને ખૈરપૂર સંસ્થાન પુર્વે ખૈરપુર સંસ્થાન અને થરપારકર જીલ્લો, દક્ષિણે કચ્છનું રણ, પશ્ચિમે સિંધુ નદી છે.

**વિસ્તાર**—ક્ષેત્રફળ ૯૦૩૩ ચોરસ મૈલ છે, અને ૯૮૫૨૭૧ માણસની વસ્તી છે.

**પર્વત**—ગંજો (એમાં મેટની તથા માટીની ખાણ છે.)

**મુખ્ય શહેર**—હૈદ્રાબાદ, ગુની, બદીણા, ટન્ડોબાગેનો, ડેરોમોહોબતનો, ટન્ડો મહમદખાનનો, નવા હાલા, શેહેદાદપુર, મીરપુર-

ખાસ, ટન્ડોઅલાયાર, નોશારોફેરોઝ, કંડીઆરો, મેરો, સકરંડ, નસરપુર વગેરે.

**મુખ્ય રેલ્વે સ્ટેશન**—ગીધુબંદર હૈદ્રાબાદ, ટન્ડોજામ, મીરપુરખાસ અને ટન્ડો અલાયાર.

**પેદાશ**—ઘઉં, જુવાર, બાજરી. મટર, જાંબો ૨, સરસી વગેરે.

**રાજ્ય રિતી હકીકત**—એમાં ત્રણ ડેપ્યુટી કલેકટર રહેછે ૧ ટન્ડાનો ૨ હાલ્લાનો, ૩ નોશારોફેરોઝનો, ગુની, બદીણા, ટન્ડોબાગેનો, ડેરોમોહોબ્યતનો એ તાલુકા ટન્ડાના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે, હાલ્લા, શહેદદપૂર, હૈદ્રાબાદ, ટન્ડોઅલાયાર એ તાલુકા હાલ્લાના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે. નોશારોફેરે ઝ કંડીઆરો, મેરો ને સકરંડ એ ચારે તાલુકા નોશારોફેરોઝના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે.

**વિશેષ હકીકત**—આ જીલ્લો સિંધ પ્રાંતમાં કારીગરીને માટે પ્રખ્યાત છે તેનું મુખ્ય શહેર હૈદ્રાબાદ છે. તેમાં કલેકટર સાહેબ રહે છે, એમાં ૫૮૦૪૮ માણસની વસ્તી છે એ પહેલાં કલોડા તથા મીરોના વખતમાં સિંધ પ્રાંતની રાજધાનીનું શહેર હતું એમાં ગુલામશાહ કલોડાનો બાંધેલો કિલ્લો તથા મીનારા જોવા જોગ છે એ શહેરની તથા ગીધુબંદરની વચ્ચે ગાંડા માણસોની મોટી ઇસ્પીતાલ છે એ શહેરથી ૨૦ મૈલને છેટે લાલઉદેરાની જગ્યા છે, ત્યાં ચૈત્ર માસમાં મોટો મેળો ભરાય છે. કોટ્રી અને ગીધુબંદર વચ્ચે સિંધુ નદી ઉપર કરઝનબ્રિજ નામે પૂલ બાંધેલો છે.

## લાડકાણા જીલ્લો.

**સીમા**—ઉત્તરે ઉત્તર સરહદ જીલ્લો, પુર્વે સક્કર જીલ્લો ખૈરપુર સંસ્થાન તથા હૈદ્રાબાદ જીલ્લો, દક્ષિણે કરાચી જીલ્લો, અને પશ્ચિમે હાલા પર્વત અને ખીરથરના પહાડો છે.

**વસ્તી**—આ જીલ્લામાં ૫૯૫૭૨૩ માણસની છે.

**પર્વતો**—ખીરથર અને લક્કીના પહાડો આવેલા છે.

**સરોવર**—મચ્છર નામે મોટું સરોવર છે અને એક ઉના પાણીનું ઝરણું છે.

**પેદાશ**—ગળી, અનાજ સફેદ ચોખા વગેરે છે.

**મુખ્ય શહેર**—લાડકાણા, મહેર, શેવણ, લદ્દરીયા, કંબર, દેરા, નશીરાબાદ, કકર, દાદુ, જોહી, ધોધારા, અધાણી, ખૈરપુર-જોસા, ખશીદ, વકયાંસાંગી, વાલદા.

**રેલવે સ્ટેશન**—સિતા, રાંધણ, લાડકાણા, રૂક જંકશન.

**રાજ રીતી**—આ જીલ્લાનો મોટો અમલદાર કલેકટર કે ડિસ્ટ્રિકટ માજીસ્ટ્રેટ સાહેબ છે. આ જીલ્લાના ૩ સબડિવિઝન કરેલા છે તેમાં ડેપ્યુટી કલેકટરો રહે છે ને એક હજુર ડેપ્યુટી કલેકટર ખજાનાને માટે છે, ડેપ્યુટી કલેકટરોના તાબામાં ૧૦ મુખત્યારકાર રાખવામાં આવેલા છે તથા આ જીલ્લામાં ૧૦ તાલુકા રાખેલા છે.

**સબડિવિઝન**—લાડકાણા, મહેર, સેવણ.

**તાલુકા**—લાડકાણા, લબદરીયા, કંબર, દેરા, દાદુ, જોહી, સેવણ, મહેર, નશીરાબાદ, કકર.

## સખર જીલ્લો.

**સીમા**—ઉત્તરે ઉત્તર સરહદ જીલ્લો, પુર્વે ભાવલપુર ને જેસલમીર, દક્ષિણે ખૈરપુર સંસ્થાન ને પશ્ચિમે લાડકાણા, તથા ઉત્તર સરહદ જીલ્લો.

**વસ્તી**—૪૭૪૪૭૭ માણુસની આ જીલ્લામાં વસ્તી છે.

**રેલવે સ્ટેશન**—શીકારપુર, સખર, રોરી, ઘોટકી, ખૈરપુર, ધરકી.

**મુખ્ય શહેર**—શીકારપુર, રોરી, સખર, નોશહરોઅબરો, ઘોટકી, મીરપુર, માથેલા ઉબાવડા.

**પેદાશ**—આ જીલ્લાનો ઘણોખરો ભાગ સપાટછે ખરીફ પાકમાં ડાંગર, જુવાર છે ને રવી પાકમાં ઘઉં, જવ, ચણા ને ગળી છે.

**રાજ નીતી**—આ જીલ્લાનો મોટો અમલદાર કલેકટર સાહેબ કે ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટ છે ખૈરપુર સંસ્થાનના "પોલીટીકલનું કામ પણ તેજ કરેછે. તેના તાબામાં બે ડેપ્યુટી કલેકટરો છે. ને એક હજુર ડેપ્યુટી કલેકટર ખજાનાને માટે છે. ને ડેપ્યુટી કલેકટરોના તાબામાં ૭ મુખત્યારકાર છે આ જીલ્લાના બે સબડિવિઝન પાડેલા છે. તે બધા મળીને ૭ સાત તાલુકા છે.

**સબડિવિઝન**—શિકારપુર, રોરી.

**તાલુકાનાં નામ**—૧ શિકારપુર, ૨ સખર. ૩ નૌશહરોઅબરો, રોરી, ૫ ઘોટકી, ૬ મીરપુર માથેલો, ૭ ઉબાવડા.

**વિશેષ હકીકત**—આઓ હવા ઘણી સારી છે તથા નહેરોને લીધે પાક સારો થાય છે. હવા ગરમ ને ખુશ્ક છે.

## ઉત્તર સરહદ.

**સીમા**—ઉત્તરે બલુચીસ્તાન ને પંજાબ, પૂર્વે સિંધુ નદી, દક્ષિણે લાડકાણા અને સખર જીલ્લો અને પશ્ચિમે ખીલાત છે.

**વિસ્તાર**—ક્ષેત્રફળ ૨૫૬૫ ચોરસ મૈલ છે, વસ્તી ૨૩૨૪૬૨ માણસ ની છે.

**મુખ્ય શહેર**—જેકમાબાદ. **મુખ્ય રેલવે સ્ટેશન**—જેકમાબાદ ત્યાંથી રેલવે કોઇટા, ચમન અને કદહાર તરફ જાય છે.

**પેદાશ**—ઘઊં, બાજરી, જુવાર, મટર, તલ, ચણા, સરસી જાંબો વગેરે.

**રાજ્ય રિતી**—એમાં ચાર તાલુકા છે. ૧ જેકમાબાદ, ૨ શાહેદાદપૂર, ૩ ઠુલ, ૪ કશ્મોર.

**વિશેષ હકીકત**—એમાં મુખ્ય શહેર જેકમાબાદ છે, એ શહેર જેકબ સાહેબે વસાવેલું તેથી તેનું નામ જેકબાબાદ પડયું છે. એમાં ૧૨૩૯૬ માણસની વસ્તી છે એને પહેલાં ખાનગડ કહેતા, એમાં વરસાદ બહુ થોડો વરસે છે. અને એમાં જેકબ સાહેબની કબર છે.

## થરપારકર જીલ્લો.

**સીમા**—ઉત્તરે ખૈરપૂર સંસ્થાન, પૂર્વે રજપુતાના દેશી રાજ્યો, દક્ષિણે કચ્છનું રણ, અને પશ્ચિમે હૈદ્રાબાદ જીલ્લો છે.

**વિસ્તાર**—ક્ષેત્રફળ ૧૨૭૨૯ ચોરસ મૈલ છે. અને વસ્તી ૩૬૪૧૬૮ માણસની છે.

**પર્વત**—કારૂંઝર. **સરોવર**—સુમરા, મખી.

મુખ્ય શહેર—ઉમરકોટ, ખિપ્રા, સાંઘડ, છાછરો, મિઠી, દિપલો નગરપારકર, વિરાવાવ, વંગાબજાર, પેથાપુર, કાસંબો અને રાવતસર વગેરે.

રેલવે સ્ટેશન—શાદીપાલી (ત્યાંથી રેલવે ઉમરકોટ તરફ જાયછે.)

રાજ્ય રિતિ—એમાં સાત તાલુકા છે. ૧ ઉમરકોટ, ૨ ખિપ્રા, ૩ સાંઘડ, ૪ મિઠી, ૫ છાછરો, ૬ દીપલો, ૭ નગરપારકર.

વિષેશ હકીકત—આ જીલ્લામાં રેતીનાં રણ બહુછે એનું મુખ્ય શહેર ઉમરકોટ છે તેમાં ૩૭૦૨ માણસની વસ્તી છે. એમાં મોગલ વંશનો પ્રખ્યાત બાદશાહ અકબર ઇ. સ. ૧૫૪૨ માં જનમ્યો હતો.

## ખૈરપુર સંસ્થાન.

સીમા—ઉત્તારે સખર જીલ્લો, પૂર્વે જેસલમીર સંસ્થાન, દક્ષિણે થરપારકર જીલ્લો, તથા હૈદ્રાબાદ જીલ્લાનો કંઇક ભાગ, પશ્ચિમે સિંધુ નદી, અને હૈદ્રાબાદ જીલ્લો છે.

વિસ્તાર—ક્ષેત્રફળ ૬૧૦૯ ચોરસ મૈલ છે. અને વસ્તી ૧૯૯૫૬૫ માણુસની છે.

મુખ્ય—શહેર—ખૈરપુર, બાલુકોટ, કોટદીજી, ટન્ડો મસ્તીખાન, ગંબટ રાણીપુર વગેરે.

પેદાશ—ઘઊં, મગ, જવ, પડવાસ, નીર, જુવાર, મટર, ચણા, પાપડખાર, અરસી, જાબો.

વિશેષ હકીકત—એ સંસ્થાન મીર અલીમુરાદના દીકરા ફૈઝમહમદ ખાનના તાબામાં છે એ સંસ્થાનનો રાજ્ય વહીવટ સુધારવા માટે અંગ્રેજ સરકાર પાસેથી એક વજીર નામે ખાનબહાદુર કાદરદાદખાન સી. આઇ. ઇ. લીધેલ હતા. તેમના મરણ બાદ તેમની જગ્યાએ હાલ છે. તેથી હાલ રાજ્ય વહીવટ સારી રીતે ચાલે છે એનું મુખ્ય શહેર ખૈરપુર છે. ત્યાંના રાજા મીર કહેવાય છે. એમાં ૬૨૪૦ માણસની વસ્તી છે. એમાં રેતીનાં રણ તથા ટકરા ઘણાછે ત્યાં ખારો પાપડીઓ થાયછે તેના પર દર ઉંટે અઢી રૂપીઆ મીર સાહેબ લે છે.

## શહેર વર્ણન.

કરાચી—એ શહેરમાં વેપાર ઘણો ચાલે છે એમાં અંગ્રેજ વગેરે લોકોની મોટી મોટી ઓફીસો તથા કારખાના ઘણા છે એમાં સિંધ પ્રાંતનો હાકેમ કમીશ્નર સાહેબ રહે છે. એ શહેર સિંધ પ્રાંતની ગાદીની જગ્યા છે. એમાં જોવા લાયક ઠેકાણાં ઘણાં છે. જેવાં કે:—ગવર્નમેન્ટ ગાર્ડન, ફ્રીયર હોલ, અર્સ્કીન ગાર્ડન, ઇમપ્રેસ મારકીટ, હાઇસ્કુલ, આર્ટસ કોલેજ, મદ્રેસા મેરીવેધર ટાવર, ગિસરી, મનોડા (દીવાદાંડી મનોડાનો કિલ્લો વર્કશોપ) વગેરે ઘણાં છે.

નગરઠઠ્ઠા—એ ઘણુંજ અસલી જુનું શહેર છે અગાઉ તે ઘણું મોટું શહેર હતું હાલ પડી ભાંગેલું છે. તેમાં જુમા મસીદ, મઠલીનું મુકામ તથા કુબા ઘણા જોવા જોગ છે. એમાં રેશમી લુંગીઓ તથા અજરસી ઘણી સારી બને છે.

**કેટડી**—એ બંદર છે એમાં આગબોટો ઉભી રહે છે. અને સિંધુ નદી પાર ઉતારવાના કામમા આવે છે ત્યાં વેપાર ઠીક ચાલે છે.

**સેવાન**—એ શહેરમાં દર વરસે શાબાનવાલા મહિનાની ૨૧મી તારીખે લાલશાહબાદનો મોટો મેળો ભરાય છે.

**હૈદ્રાબાદ**—એ શેહેરમાં અસલ સિંધ પ્રાંતની ગાદી હતી એમાં સોનેરી ભરતકામ અને હાથીદાંતનું કામ સારૂં થાય છે. એમાં મીર લોકોની કબરો ઘણી છે, બીજાં જોવા લાયક ઠેકાણાં જેવાં કે:-ટ્રેનીંગ કોલેજ, એગ્રીકલચરલ સ્કુલ વગેરે.

**ગીધુંબદર**—એ બંદર છે. ત્યાં ગાંડા માણસોની મોટી ઇસ્પીતાલ છે. એ બંદર હૈદ્રાબાદથી ત્રણ મૈલ છેટે છે. ત્યાં હવા સારી છે.

**નશરપુર**—એમાં ઉડેરાલાલનો જન્મ સંવત ૧૦૦૭ના ચૈત્ર વદી બીજનો થયો હતો,

**શિકારપુર**—એમાં વેપાર ઠીક ચાલેછે ત્યાંના રહેવાશી ઘણા સુઘટ છે.

**સખર**—એ બંદર છે. એની અને ભખરની વચ્ચે લોઢાનો ઝુલતો પુલ બાંધેલો છે. તે જોવા જોગ છે.

**જેકમાબાદ**—એમાં વરસાદ ઘણો થોડો વરસે છે. ત્યાં રેલનું પાણી ચડેછે તેથી ખેતી સારી થાય છે.

**થરપારકર જીલ્લો**—એમાં રેતીના રણછે ત્યાંના ઊંટ વખણાય છે.

**નગરપારકર**—એ કચ્છના રણમાં બેટ જેવો છે. ત્યાં વરસાદ થોડો વરસે છે.

**ઉમરકોટ**—એમાં પ્રખ્યાત અકબર બાદશાહ ઇ. સ. ૧૫૪૨ માં જનમ્યો હતો.

ખૈરપુર—એ દેશી રાજ્ય છે એમાં મીર ફેઝમહમદખાન રાજ્ય કરેછે.

**બીજા ધોરણમાં જોઇતી જમીન અને પાણીના ભાગની વ્યાખ્યા.**

બેટ—જમીનનો જે ભાગ ચોતરફ પાણીથી વિંટાયેલા હોય તેને બેટ કહે છે. બેટથી ઉલટું સરોવર અથવા હંદ.

ભુશિર—જમીતની અણી લાંબી થઇ સમુદ્રમાં ગએલી હોય તેને ભુશીર કહે છે.

પર્વત—ઘણા ઉંચા અને લાંબા ગએલા ટેકરાઓને પર્વત કહે છે.

બંદર—નદી કે દરીયા કીનારે જે શહેર આવેલું હોય અને વહાણ કે આગબુટથી માલ ચડતો ઉતરતો હોય તેને બંદર કહે છે.

સ્ટેશન—જે જગાએ આગગાડીમાં ચડાતુ ઉતરાતું હોય તેને સ્ટેશન કહે છે.

પ્રાંત—ઇલાકામાં મોટા ભાગને પ્રાંત કહેછે પ્રાંતના મુખ્ય અમલદારને કમિશનર કહેછે.

જીલ્લો—સરકારના ખાલસા મુલકને જીલ્લો કહેછે જીલ્લાના અમલદારને કલેકટર કે ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ કહે છે. જીલ્લાના વિભાગને સબડિવિઝન કહેછે સબડિવિઝનના અમલદારને ડેપ્યુટી કલેકટર કહેછે.

તાલુકો—સબડિવિઝનના પેટા વિભાગને તાલુકો કહેછે અને તેના અમલદારને મુખત્યારકાર કહે છે.

સંસ્થાન—પ્રાંતમાનો જે મુલક દેશી રજવાડાની સતા હેઠળ હોય તેને સંસ્થાન કહેછે સંસ્થાનની ખંડણી વસુલ કરનાર અધીકારીને પોલીટીકલ એજંટ કહે છે.

**સરોવર**—પાણીનો જે ભાગ જમીનથી ચોતરફ ઘેરાએલો હોય તેને સરોવર કહેછે સરોવરને સિંધમાં ઢંઢ કહેછે.

**નદિ**—મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઇ સમુદ્રને મળેછે તેને નદી કહેછે.

**નદિનું મુળ**—નદી જે ઠેકાણેથી નીકળે છે તેને મુળ કહેછે.

**નદીનું મુખ**—નદી જે ઠેકાણે સમુદ્રને મળેછે તેને મુખ કહેછે.

**ખાડી**—સમુદ્રને મળતાં પહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મુખ પહોળું હોય તેને ખાડી કહેછે.

**નાળાં**—નદીના આડા અવળા ફાંટા કુદરતી રીતે પસરેલા હોય તેને નાળાં કહેછે.

**નહેર**—નદીમાંથી જે પ્રવાહ બીજે રસ્તે વાળીને દુર લઇ જવામાં આવ્યો હોય તેને નહેર કહેછે નહેરને સીંધીમાં વાહાય કહેછે.

---



# અત્તર. સુગંધીદાર તેલ, સેન્ટ વગેરે કયાં લેશો.









હેકોના બનાવટના સુપ્રસિધ્ધ અને તરેહવાર દેશી તેમજ વીલાયતી ફુલોમાંથી બનેલા અત્તરો, સેન્ટો ખુશબુદાર તેલ, સત્ત્વ વગેરે કિફાયત અને સસ્તા ભાવે અમારે ત્યાંથી પરચુરણ તથા જથ્થાબંધ મળી શકશે.

તે ઉપરાત નવી જાતનાં ગ્રોસ્મીથના અરબી સેન્ટ નામે શેમેલનિસમ, વળી ઉંચા પ્રકારનું લવાન્ડર કોલનવોટર તથા નહાવાના સાબુ અજમાયશ તરીકે વાપરી ખાતરી કરવા અરજ કરવામાં આવે છે.

બહાર ગામોના ઓરડરો પર ખાસ ધ્યાન આપી ગ્રાહકોને સંતોષ પમાડવામાં આવે છે.

**એલ. એચ. મહેતાની કું.**

હેકો સેન્ટસ તથા ઓઇલ્સના સીંધ, પંજાબ અને બલુચીસ્તાન માટેના એકલા આડતયા તથા જનરલ મરચંટસ.

બંદર રોડ—કરાંચી.

નીચે લખેલી ચોપડીઓ બંદર રોડ ઉપર, મુકામે
મેહેતા લાલજી હરજીવનની દુકાનેથી રોકડા કિંમે
કીફાયત ભાવે વેચાતો મળશે.

---

આજ મારી પોતાની બનાવેલી ગુજરાતી હિંદુસ્થા ભુગોળ કિમત સવા બે આના તથા એશીઆની ભું કિમત ત્રણ આના મુંબઈ ઇલાકાની ભુગોળ વિદ્યા કિમત સવા બે આના તથા ઉરદુમાં સિંધની તથા મુંબઈ ઇલાકાની ભુગોળ કિમત ૦।= આના તથા ઉરદુમાં ન્યુરાયલ પ્રાયમર ભાગ ૧ લો તથા બીજો તથા રાયલ રીડર ના. ૧લાના અર્થ કિમત ૦।= આના.

ઉપરની ચોપડીઓ સીવાય અમારી દુકાનેથી શાળોપયોગી, અંગ્રેજી, સિંધી, ગુજરાતી, મરેઠી, ઉરદુ તથા વાર્તાની ચોપડીઓ કીફાયત ભાવે મળશે, સામટી લેનારને સારૂં કમીશન આપવામાં આવશે.

લાલજી હરજીવન મેહેતા.